બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ.



# ફઝાઈલે કુર્આન મજીદ

(સંક્ષિપ્ત)



લેખક મુહમ્મદ ઈકબાલ કીલાની

ભાષાંતર મુહમ્મદ શાહિદ

## બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ.

દિલ કો અગર ચમકાના હો તો, કર લો ઝિક્ર ઈલ્લલ્લાહ...
લા ઈલા-હ ઈલ્લલ્લાહ.... લા ઈલાહ ઈલ્લલ્લાહ...
ઈલ્લલ્લાહુ... ઈલ્લલ્લાહ... મુહમ્મદુર્રસુલુલ્લાહ
લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસુલુલ્લાહ....

કોઈ બતાએ દરિયાઓં કો, ઐસી રવાની કિસ ને દી ?
કિસને ચમકતા દિન બખ્શા, યે રાત સુહાની કિસ ને દી ?
નન્હેં-મુન્ને પૌધોં કો, ગુલશન મેં જવાની કિસ ને દી ?
વો યકતા કુદરત ભી યકતા... યકતા હૈ મેરા અલ્લાહ...

સોચો ઝરા ફિરઔન કે ઘર મેં, મુસા કો કિસ ને પાલા ?
ગૌર કરો મછલી કે શિકમ મેં, યુનુસ કો કિસ ને પાલા ?
નમરુદને આગમેં ડાલા તો ફિર આગ કો ફૂલ કિસને કિયા ?
ઉસ કે નામકે ગુન ગાતે હૈ... ઈબ્રાહિમ ખલીલુલ્લાહ...

સુર-એ-રહ્‌માન પઢકર, કર લો દિલ કો નુરાની
રોશન-રોશન કલ્બો - જિગર હો, ઝગમગ-ઝગમગ પૈશાની
દિલ મેં રબ કા નામ બસા લો, બાત કરો તો કુર્આની...
ચમકા લો કિરદાર કો ઐસા... લોગ કહે માશા-અલ્લાહ...

અપને રબ સે ગાફિલ હો કર, દિલ દુનિયા સે લગાતે થે
અપને રબસે ગાફિલ હો કર, દિલ ગૈરોં સે લગાતે થે
ક્યા-ક્યા જાને અપને રબ કો, ચોટ યું હી પહોંચાતે રહે..
અબ તો કર લે તૌબા દિલ સે, કર દો માફ હમેં અલ્લાહ...

દિલ કો અગર ... ઈલ્લલ્લાહુ... ઈલ્લલ્લાહ...


અનમોલ પ્રકાશન
૨૮, કબીર કોમ્પ્લેક્ષ,
ગંજ બજાર પાસે,
નડીઆદ-૩૮૭૦૦૧.
www.anmolprakashan.net






મુદ્રક :
મુન ગ્રાફીક્સ : ૯૮૯૮૦૮૮૬૬૬

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

# ફઝાઈલે કુર્આન મજીદ

**(સંક્ષિપ્ત)**

**દુઆ : અલ્લાહુમ્મ જ્ અલિલ્ કુર્આ-ન રબી-અ કલ્બી વ નુ-ર સદ્રી વ જ-લા-અ હુઝ્ની વ ઝ-હા-બ હમ્મી વ ગમ્મી.** (અહમદ)

**તરજુમા :** અય અલ્લાહ ! કુર્આન મજીદને મારા દિલની બહાર (ધડકન) અને મારા સીના (છાતી) નું નૂર બનાવી દે, તેમજ મારી મુસીબત દુર કરવાનું અને મારા રંજ-ગમ ને ખતમ કરવાનું માધ્યમ (ઝરીઓ) બનાવી દે.... આમીન.

**લેખક** : મુહમ્મદ ઈકબાલ કીલાની

**ભાષાંતર** : મુહમ્મદ શાહિદ

**આવૃત્તિ** : **તૃતીય**

**પ્રત** : **૧૦૦૦**

**વર્ષ** : **સપ્ટેમ્બર, ૨૦૧૩**

**સંકલન** : **અનમોલ પ્રકાશન**

**પ્રકાશક** : **ઈસ્લામિક ઈન્ફોર્મેશન સેન્ટર, ભૂજ**

**મુદ્રક : મૂન ગ્રાફીક્સ**

૨૮, કબીર કોમ્પલેક્ષ, ગંજ બજાર પાસે, નડીઆદ-૩૮૭ ૦૦૧

(ગુજરાત) મો. ૯૮૯૮૦ ૮૮૨૬૬

# દુઆ

ગુનાહોં કી આદત છુળા મેરે મૌલા
મુઝે નેક ઈન્સાં બના મેરે મૌલા (૨)

મેરી સાબિકા હર ખતા મેરે મૌલા
તુ રહમત સે અપની મીટા મેર મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

તુ રહમત સે અપની બદલ નેકીયોં સે
હર એક મેરી લગ્ઝીશ-ખતા મેરે મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

ન મોહતાજ કર તુ જહાં સે કિસી કા
મુઝે મુફલીસી સે બચા મેરે મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

જો તુઝકો જો તેરે નબી કો પસંદ હૈ
મુઝે ઐસા બંદા બના મેરે મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

જીન્હોં ને કહા હૈ દુઆઓં કા મુઝ સે
તુ કર દે સભી કા ભલા મેરે મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

હૈ ''ઉદઉની'' ફરમાન કુર્આ મેં તેરા
તુ સુનલે મેરી ઈલ્તીજા મેરે મૌલા
ગુનાહોં કી..... મુઝે નેક.....

આમીન યા રબ્બના આલમીન.

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બીલ આલમીન, વલ્ આકિબતુ લિલ્ મુત્તકીન, વસ્સલા-તુ વસ્સલા-મુ અલા રસુલિહિલ્ કરીમ વ સચ્યિદિલ્ મુર્સલીન...**

**અમ્મા બઅ્દ ! રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....**

➢ તમારી અંદર સૌથી બહેતર શખ્સ તે છે જે કુર્આન મજીદ શીખે અને શીખવાડે. (બુખારી)

➢ કુર્આન મજીદ શીખવા માટે જે શખ્સ ઘરે થી નીકળે છે, અલ્લાહતઆલા તેના માટે જન્નત નો રસ્તો આસાન બનાવી દે છે. (મુસ્લિમ)

➢ કુર્આન મજીદ પઢનાર અને પઢાવનાર અલ્લાહ વાળા અને તેના ખાસ પસંદ કરેલા બંદાઓ છે. (ઈબ્નેમાજા)

➢ કુર્આન મજીદની તાલીમ લેવાવાળા (શીખનારા) માટે ઝમીન આસ્માનની તમામ ચીઝો હત્તા કે પાણીની અંદર રહેતી માછલીઓ પણ દુઆ કરે છે. (ઈબ્નેમાજા)

➢ કુર્આન મજીદની ખુબ જ તિલાવત કરનાર લોકો કયામતના દિવસે અલ્લાહના નઝદીકી ફરિશ્તાઓની સાથે ઊભા હશે. (મુસ્લિમ)

➢ પોતાની ઔલાદોને કુર્આન મજીદની તાલીમ અપાવનારા માં-બાપ ને કયામત ના દિવસે એવા કિમતી લિબાસ પહેરાવવામાં આવશે જેના મુકાબલામાં દુનિયા અને તેની તમામ દૌલત હલકી હશે. (અહમદ)

➢ કુર્આન મજીદની તિલાવત કરવાવાળાઓને એક-એક હરફ પર દસ-દસ નેકીઓ મળે છે. (તિરમીઝી)

➢ કુર્આન મજીદ તેના પઢવાવાળાઓ માટે કયામતના દિવસે અલ્લાહતઆલા સમક્ષ સિફારિશ કરશે.... (તબરાની)

## કુર્આન મજીદ "શીફા" છે.

અલ્લાહ તબારક વ તઆલા કુર્આન મજીદમાં સુરઃ યુનુસ, આ. નં. ૫૭ માં ઈરશાદ ફરમાવે છે... "અય લોકો ! તમારી પાસે તમારા રબની નશીયત આવી ગઈ છે અને એવી વસ્તુ જે દિલોની બિમારીઓને માટે આરોગ્ય (શીફા) છે અને ઈમાન વાળાઓને માટે હિદાયત અને રહમત."

➢ તેમજ સુરઃ બની ઈસરાઈલ આયત નં. ૮૨ માં ફરમાવ્યું... "અને અમે કુર્આનના રૂપમાં તે વસ્તુ ઉતારી રહ્યા છીએ જે ઈમાન લાવનારાઓ માટે રોગ નિવારણ (શીફા) પણ છે અને રહમત પણ, પરંતુ ઝાલિમોને માટે ખોટમાં જ વધારો થઈ રહ્યો છે."

➢ "કહો, આ (કુર્આન) ઈમાન લાવનારાઓને માટે તો હિદાયત અને શીફા છે. અને જે લોકો ઈમાન નથી લાવતા તેમનાં કાનોમાં બહેરાપણું છે અને આ (કુર્આન) તેમની આંખોને માટે પડદો છે (જાણે કે) એ લોકોને છે જે થી (દૂર થી) પોકારવામાં આવી રહ્યા છે. (સુરઃ હામિમ સજદહ, આ.નં. ૪૪)

## બિમારીઓ અને તેના ઈલાજ કુર્આન મજીદથી

### (૧) <u>દિલની બિમારીઓનો ઈલાજ</u>

➢ "જે લોકો ઈમાન લાવે છે તેમના દિલ અલ્લાહની યાદથી (જ) સંતોષિત (મુત્મઈન) બને છે. સાંભળો, અલ્લાહના ઝિક્ર થી દિલોને ઈત્મીનાન (સુકુન) નસીબ થાય છે." (સુરઃ રઅદ, આયત નં. ૨૮)

➢ આપ રસુલુલ્લાહ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું... કુર્આન મજીદ પઢવાવાળાઓ પર અલ્લાહતઆલાની "સકીનત" (સુકુન-ચેન-રાહત) નાઝીલ થાય છે. (મુસ્લિમ)

### (૨) <u>ઝેરીલા જાનવર કરડવાનો ઈલાજ</u>

➢ ઝેરી જાનવર કરડે ત્યારે "સુરઃ ફાતિહા" પઢીને દમ કરવો જોઈએ. (બુખારી)

➢ આ ઉપરાંત સુરઃ કાફિરૂન અને સુરઃ ઈખ્લાસ, સુરઃ ફલક અને સુરઃ નાસ પઢીને પણ દમ કરી શકાય. જેમ કે, તબરાની ની રિવાયત છે કે, આપ સ.અ.વ.એ વીંછી કરડ્યા બાદ તે જગ્યાને મીઠા (નમક-Salt ) વાળા પાણીથી ધોઈ નાખી અને ત્યારબાદ જ્યાં સુધી તેની તકલીફ થી રાહત ન મળી ત્યાં સુધી ઉપરોક્ત ચાર સુરઃ પઢીને દમ કર્યો. (તબરાની)

**(૩) <u>તમામ બિમારીઓનો ઈલાજ</u>**

આપ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું....

➢ સુરઃ ફાતિહા પઢ્યા બાદ જે કંઈ પણ અલ્લાહતઆલાથી માંગવામાં આવે છે તે અલ્લાહતઆલા અચુક અતા કરે છે. (મુસ્લિમ)

➢ સુરઃ બક-રહ ની છેલ્લી બે આયતો (આમનર્રસુલ...) પઢ્યા બાદ જે કંઈ પણ અલ્લાહતઆલાથી માંગવામાં આવે તે અલ્લાહતઆલા અચુક અતા કરે છે. (મુસ્લિમ)

➢ સવાર-સાંજ ત્રણ-ત્રણ વખત સુરઃ ઈખ્લાસ, સુરઃ ફલક અને સુરઃ નાસ પઢીને દમ કરવો જોઈએ. (અબુદાવુદ)

**(૪) <u>રૂહ કબ્જ થવાની ઘડી</u> (“મરઝુલ મૌત” - જાન નીકળવાનો સમય) <u>વખતની તકલીફોનો ઈલાજ</u>**

“મરઝુલ - મૌત”માં (એટલે કે મૌતની બિલકુલ નજીક હોય તેવી વ્યક્તિની) પાસે - નજીકમાં રહેતાં લોકો સુરઃ ફલક અને સુરઃ નાસ પઢીને તે વ્યક્તિ પર દમ કરે.

સ.અ.વ. જ્યારે મરઝુલ-મૌત (મૌતની બિલકુલ નજીક)માં હતા ત્યારે હઝરત આઈશા સિદીકા રઝિ. સુરઃ ફલક અને સુરઃ નાસ પઢીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દમ કરતા રહ્યા... (બુખારી)

**(૫) <u>નઝરે બદ થી બચાવાનો ઈલાજ</u>**

હઝરત અબુસઈદ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. પોતાની કેટલીક દુઆઓની સાથે ઈન્સાન અને જીન્નાતો પૈકીના શૈતાનો થી અલ્લાહની પનાહ તલબ કરતા હતા. પરંતુ જ્યારથી સુરઃ ફલક અને સુરઃનાસ નાઝિલ થઈ તો આપ

સ.અ.વ.એ બાકીની તમામ દુઆઓ છોડી દઈને આ બંને સુરઃ ને જ પઢવા લાગ્યા. (તિરમીઝી)

➢ તેમજ ફરમાવ્યું.... અલ્લાહથી પનાહ તલબ કરવાની દુઆઓમાં સૌથી બહેતરીન દુઆઓ સુરઃ ફલક અને સુરઃ નાસ છે. (અબુદાવુદ)

**(૬) <u>શૈતાનનાં વસવસાઓથી બચવાનો ઈલાજ</u>**

શૈતાની વસવાસાઓથી બચવા માટે અહી જણાવેલ કુર્આનની આયતો ખુબ પઢતા રહેવું જોઈએ.

(૧) બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ (અબુદાવુદ)

(૨) આયતુલ કુર્સી (બુખારી)

(૩) અઊઝુ બિલ્લાહી મિનશ્શય્તાનિર્રજીમ.

(૪) સુરઃ ઈખ્લાસ. (અબુદાવુદ)

(૫) સુરઃ ફલક, સુરઃ નાસ. (તિરમીઝી)

(૬) હુવલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ વલ્ બાતિનુ વ હુવ બિકુલ્લિ શય્ઈન્ અલીમ... (અબુદાવુદ)

**(૭) <u>બુરા ખ્વાબ (ભયાનક - ખરાબ સ્વપ્ન) ના ફિત્નાથી બચવા માટે</u>**

અગર ભયાનક - ખરાબ સ્વપ્ન આવે તો તરત જ ત્રણ વખત ડાબી બાજુએ થુંકવું અને આ દુઆ પઢવી.

(૧) અઊઝુબિલ્લાહિ મિનશ્શય્તાનિર્રજીમ. **અથવા**

(૨) રબ્બિ અઊઝુ-બિ-ક મિન્ હ-મ-ઝાતિ શ્શયા-તિ-ની વ અઊઝુબિ-ક રબ્બિ અંય્યહ્ઝુરુન.... (સુરઃ મુઅ્મીનુન, આ.નં. ૯૭, ૯૮) (મુસ્લિમ)

**(૮) <u>આંધી, વાવાઝોડા વરસાદી તોફાન, પુર યા ધરતીકંપ અન દુષ્કાળ વખતે....</u>**

હઝરત ઊકબા રઝિ. ફરમાવે છે કે... અમે લોકો રસુલુલ્લાહ સ.અ.વ.ની સાથે એક સફરમાં હતા કે અચાનક અમને જબરદસ્ત આંધી અને અંધકારે ઘેરી લીધા.

રસુલુલ્લાહ સ.અ.વ.એ અલ્લાહની પનાહ માંગવાનું શરૂ કરી દીધું અને ફરમાવ્યું... સુરઃ ફલક અને સુરઃ નાસ ના ઝરીએ અલ્લાહની પનાહ તલબ કરો, (બેશક) કોઈ પનાહ તલબ કરવાવાળા માટે આ બંને સુરઃ થી બહેતર કોઈ સુરઃ નથી... (અબુદાવુદ)

**(૯) <u>અકસ્માત વખતે....</u>**

મૈદાને જંગમાં હઝરત તલ્હા રઝિ.ની આંગળીઓ કપાઈ ગઈ તો તેમના મોં માંથી ''સી'' અવાઝ નીકળી ગયો, તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું....

અગર તું ''બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ'' પઢી લેત તો તુ ફરિશ્તાઓની હિફાઝતમાં આવી જાત. (નિસાઈ)

**(૧૦) <u>રાત્રિના ફિત્નાઓ અને ખતરાઓથી બચવા માટે....</u>**

➢ જે શખ્સ રાત્રે સુતા પહેલા ''આયતુલ કુર્સી'' પઢી લે, તેના માટે અલ્લાહતઆલા તરફથી એક ફરિશ્તો મુકર્રર કરી દેવામાં આવે છે. જે સવાર સુધી તેની હિફાઝત કરે છે. (બુખારી)

➢ જે શખ્સ સુતા પહેલા ''સુરઃ બક-રહ''ની છેલ્લી બે આયતો (આમનર્રસુલ...) પઢી લે તો તે તેના માટે દરેક તકલીફ, ફિત્ના અને ખતરાથી બચવા માટે કાફી અને પુરતી હશે. (બુખારી)

**(૧૧) <u>રંજ-ગમથી છુટકારો મેળવવા માટે....</u>**

આપ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું....

➢ જે વ્યક્તિ સવાર-સાંજ ત્રણ-ત્રણ વખત સુરઃ ઈખ્લાસ, સુરઃ ફલક, અને સુરઃ નાસ પઢશે તે તમામ પ્રકારની તકલીફો રંજ-ગમથી મહેફુઝ રહેશે.

(અબુદાવુદ)

➢ જે શખ્સ અલ્લાહતઆલાને (તિલાવતે કુર્આનના ઝરીએ) કુર્આન મજીદને આંખોનું નૂર અને દિલનું સુકુન બનાવવા માટે તેમજ રંગ-ગમથી છુટકારો મેળવવા માટે દરખાસ્ત કરશે અલ્લાહતઆલા તેને આંખોની ઠંડક, અને દિલનું સુકુન અતા ફરમાવશે. અને તેના રંજ-ગમને પણ દૂર ફરમાવશે.

(મુસ્નદ અહમદ)

<u>નોંધ :</u> આ માટે કિતાબના પહેલા પાને આપેલ દુઆ પઢી શકાય.

# કુર્આન મજીદ થી દુરીના પરિણામો

➤ અને જે શખ્સ મારા ઝિક્ર (કુર્આન) થી મોઢું ફરમાવશે તેના માટે તકલીફો વાળી જિન્દગી હશે. (સુરઃ તાહા-૧૨૪)

➤ અને કયામતના દિવસે અમે તેને આંધળો બનાવીને ઉઠાવીશું.

(સુરઃ ઝુખ્રુફ - આ.નં. ૩૬-૩૭)

રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

➤ આ કિતાબ (કુર્આન મજીદ) દ્વારા અલ્લાહતઆલા કેટલાકને સફળતાના શિખરોની બુલંદીએ પહોંચાડે છે તો કેટલાકને ઝલીલ અને રુસ્વા કરી દે છે. (મુસ્લિમ)

➤ જે શખ્સ કુર્આન મજીદથી ગાફિલ રહે છે. એટલે કે કુર્આન મજીદ પઢતો નથી યા પઢે છે તો તેને સમઝતો નથી અથવા સમઝે છે તો તેના પર અમલ કરતો નથી આવો શખ્સ કબરમાં મુન્કર-નકીરના સવાલોનાં જવાબ નહીં આપી શકે અને ફરિશ્તાઓ તેને ધમકાવીને પુછશે કે, ન તો તેં જાણવાની (સમઝવાની) કોશિશ કરી કે ન તેની (કુર્આન મજીદની) તિલાવત કરી.

ત્યાર બાદ ફરિશ્તાઓ તે શખ્સને લોખંડના કોરડાઓથી મારવાનું શરૂ કરશે અને તે કયામત સુધી આ સજા ભોગવતો રહેશે.... (બુખારીની હદીષનો ટૂંક સાર)

➤ રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું.... "કયામતના દિવસે કુર્આન મજીદ તારી તરફેણમાં ગવાહી આપશે અથવા તારી વિરુદ્ધમાં ગવાહી આપશે." (મુસ્લિમ)

➤ "અને જે પોતાના રબના ઝીક્રથી વિમુખ થશે તેને તે સખત જહેમતવાળી સજામાં દાખલ કરશે." (સુરઃ જીન - આ.નં. ૧૭)

# કુર્આન મજીદ - સૌથી મોટી નેઅમત

"અલ્લાહની મહેરબાનીને અને એ વાતને યાદ રાખો કે તેણે તમારા ઉપર કિતાબ (કુર્આન) અને બુદ્ધિમત્તા ઉતારી જેના વડે તે તમને બોધ આપે છે અને અલ્લાહથી ડરો અને જાણી રાખો કે અલ્લાહ દરેક વસ્તુથી માહિતગાર છે."

(સુરઃ બકરહ - ૨૩૧)

"અય લોકો ! તમારી પાસે તમારા રબની નશીયત આવી ગઈ છે અને એવી વસ્તુ જે દિલોની બિમારીઓને માટે આરોગ્ય (શીફા) છએ અને ઈમાન વાળાઓને માટે હિદાયત અને રહમત."

"કહો આ કિતાબ અલ્લાહનો ફઝલ અને તેની રહમત લઈને ઉતારી છે તો એમણે એના પર ખુશીઓ મનાવવી જોઈએ આ તે તમામ વસ્તુઓ કરતા બહેતર છે જેને તેઓ ભેગી કરી રહ્યા છે." (સુરઃ યુનુસ - આ.નં. ૫૭, ૫૮)

➢ રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું, કુર્આન પઢ્યા કરો કયામતના દિવસે (તે) પોતાના પઢવાવાળાઓ માટે અલ્લાહતઆલાથી સિફારિશ કરશે.

(મુસ્લિમ-રાવી-હઝરત અબુ અમામા રઝિ.)

➢ બેશક કુર્આન મજીદનો એક છેડો અલ્લાહના હાથમાં છે અને બીજો છેડો તમારા હાથમાં તેને મઝબુતીથી પકડી રાખજો. (કારણ કે) તેને પકડી લીધા બાદ તમે ન તો ક્યારેય બરબાદ થશો કે ન જ ગુમરાહ. (તબરાની-રાવી-હઝરત ઝુબૈર રઝિ.)

# કુર્આન મજીદની તિલાવતની ફઝીલત

"જે લોકો અલ્લાહની કિતાબની તિલાવત કરે છે અને નમાઝ કાયમ કરે છે અને જે કંઈ રોઝી અમે તેમને આપી છે તેમાંથી છાને અને ઉઘાડે ખર્ચ કરે છે તેઓ એક એવા વેપારની ઉમ્મેદ રાખે છે જેમાં હરગીઝ ખોટ નહીં જાય.

જેથી તે તેઓને પૂરેપુરો અજર આપે અને પોતાના ફઝલથી વધુ ઈનાયત (અતા) કરે ચોક્કસ તે ક્ષમા (માફ) કરનારો અને કદર કરનારો છે."

(સુરઃ ફાતિર આ.નં. ૨૯,૩૦)

➢ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

"જે શખ્સ અલ્લાહ અને તેના રસુલથી મુહબ્બત કરવા ચાહતો હોય તેણે કુર્આન મજીદની તિલાવત કરવી જોઈએ." (અબુ નઈમ)

➢ **કુર્આન મજીદની આયતની તિલાવત કિંમતી નેઅમત છે.**

હઝરત અબુ હુરૈરહ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ્સ.અ.વ.એ ફરમાવ્યું.....

"કુર્આન મજીદની ત્રણ આયતો ને પોતાની નમાઝોમાં તિલાવત કરવી તે ત્રણ (તંદુરસ્ત અને ખુબ મોટી) ઊટણીઓ કરતા બહેતર છે." (મુસ્લિમ)

નોંધ : આપ સ.અ.વ.ના સમયમાં તંદુરસ્ત, હુષ્ટપુષ્ટ અને જવાન ઊંટણીઓથી વધારે કિંમતી કોઈ ચીજ ન હતી. આથી હદીષમાં તેની મિસાલ આપવામાં આવી છે.

➢ **નમાઝે તહજ્જુદમાં દસ આયતોની તિલાવતનો ષવાબ દુનિયા અને તેની તમામ નેઅમતો-ભલાઈઓથી બહેતર છે.**

હઝરત ફઝાલા બિન ઉબૈદ રઝિ. અને હઝરત તમીમદારી રઝિ.થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

"જે વ્યક્તિ એ રાત્રિ (ના કયામ)માં દસ આયતો ની તિલાવત કરી તેના માટે ઘણો મોટો અજર છે અને આ અજર દુનિયા અને તેની તમામ નેઅમતો-ભલાઈઓથી બહેતર છે." (તબરાની)

➢ **રાત્રે સો (૧૦૦) આયતો પઢનારને આખીર રાત કયામ (નમાઝ)નો ષવાબ મળે છે.**

"જેણે રાત્રે ૧૦૦ આયતો પઢી તેના માટે આખી રાત કયામ નો ષવાબ લખવામાં આવે છે." (દારમી)

➢ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર બિન આસ રઝિ. ફરમાવે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

"જેણે દરરોજ ૧૦ આયતો ની તિલાવત નો એહતમામ કર્યો તે ગાફિલો માં નહી ગણાય, જેણે દરરોજ ૧૦૦ આયતોનો એહતમામ કર્યો તે

ફરમાબરદારોમાં ગણાશે અને જેણે દરરોજ ૧૦૦૦ આયતો પઢવાનો એહતમામ કર્યો તેનું નામ ખઝાનો મેળવનારા લોકોમાં લખવામાં આવશે. (અબુદાવુદ)

➢ **મુન્કર - નકીર ના સવાલો ના જવાબ માં આસાની**

હઝરત બરાઅ બિન આઝિબ રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું. ‘‘કબ્રમાં (મોમિન વ્યક્તિ પાસે) બે ફરિશ્તાઓ આવે છે તેઓ તેને બેસાડે અને પુછે છે....

તારો રબ કોણ છે ?

તે (મોમિન) કહે છે મારો રબ અલ્લાહ છે.

પછી તેઓ પુછે છે, તારો દીન (ધર્મ) કયો છે ?

તે કહે છે મારો દીન ઈસ્લામ છે.

પછી તેઓ પુછે છે, તમારી દરમિયાન જે શખ્સ ને (નબી બનાવીને) મોકલવામાં આવ્યો હતો તેના વિશે તમારે શું ખયાલ છે ?

તે જવાબ આપે છે.... તેઓ અલ્લાહના રસુલ સ.અ.વ. છે.

પછી ફરિશ્તાઓ પુછે છે... તને આ બધી વાતોની કઈ રીતે ખબર પડી ?

તે વ્યક્તિ કહે છે....

મેં અલ્લાહની કિતાબ (કુર્આન મજીદ) પઢી, તેના પર ઈમાન લાવ્યો અને તેની તસ્દીક કરી.’’ (અબુદાવુદ)

## કુર્આન મજીદની કેટલીક સુરઃ ની ફઝીલત

**(૧) સુરઃ ફાતિહા**

રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

➢ ‘‘તે ઝાતની કસમ જેના હાથમાં મારી જાન છે સુરઃ ફાતિહા જેવી સુરઃ ન તો ‘તૌરાત’ (હઝરત મુસા અ.સ.ની કિતાબ) માં નાઝિલ કરવામા આવી, ન ‘ઈન્જીલ’ (બાઈબલ-હઝરત ઈસા અ.સ.ની કિતાબ)માં કે ન તો ‘ઝબુર’ (હઝરત દાવુદ અ.સ.ની કિતાબ)માં, આ તે સાત આયતો છે જે વારંવાર પઢવામાં આવે છે.’’ (તિરમીઝી)

➢ "ઉમ્મુલ કુર્આન" (સુરઃ ફાતિહા) જ પુરા કુર્આન મજીદનો નિચોડ છે. (બુખારી)

➢ સુરઃ ફાતિહા પઢ્યા બાદ જે કંઈ પણ અલ્લાહથી માંગવામાં આવે છે, અલ્લાહ તે અતા ફરમાવે છે. (મુસ્લિમ -- હદીષનો ટૂંક સાર)

**(૨) સુરઃ બકરહ**

રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું....

➢ "પોતાના ઘરો ને કબ્રસ્તાન ન બનાવો, જે ઘરમાં સુરઃ બક-રહ પઢવામાં આવે છે તે ઘરમાં શૈતાન દાખલ નથી થઈ શકતો..." (તિરમીઝી)

➢ "બે રોશન સુરઃ ની તિલાવત કરો, 'સુરઃ બક-રહ' અને 'સુરઃ આલિ-ઈમરાન' આ બંને કયામતના દિવસે કતારબંધ આવશે અને તેના પઢવાવાળાઓ તરફથી ઝઘડો કરશે, આથી સુરઃ બકરહ (અચુક) પઢ્યા કરો તેનું પઢવું બરકતનું કારણ છે. અને તેનું છોડી દેવું નાકામી (નિષ્ફળતા)નું કારણ છે." અને જાદુગર તેનો મુકાબલો નથી કરી શકતો. (મુસ્લિમ)

➢ દરેક વસ્તુની એક ટોચ હોય છે અને કુર્આન મજીદની ટોચ (ફઝીલત અને અઝમતની રીત) સુરઃ બક-રહ છે જે ઘરમાં સુરઃ બક-રહ પઢવામાં આવે છે, શૈતાન તે સાંભળતા જ તે ઘરમાંથી ભાગી જાય છે. (હાકિમ)

**(૩) સુરઃ આલિ ઈમરાન**

હઝરત નૌવાસ બિન સમ્આન રઝિ. કહે છે કે મેં નબી સ.અ.વ.ને આવું કહેતા સાંભળ્યા છે કે,

કયામતના દિવસે કુર્આન મજીદને લાવવામાં આવશે, અને જે લોકો કુર્આન મજીદ પર અમલ કરતા હતા તેમને પણ લાવવામાં આવશે. સુરઃ બકરહ અને સુરઃ આલિ ઈમરાન આગળ-આગળ હશે....

ત્યારબાદ આપ સ.અ.વ.એ આ બંને સુરઃની ત્રણ મિસાલો બયાન કરી જેને હું આજ દિન સુધી ભુલ્યો નથી...

(૧) તે બંને સુરઃ વાદળના બે ટુકડાઓની જેમ હશે. <u>**અથવા**</u>

(૨) બે કાળા રંગની છત્રીઓ હશે. જેમાં રોશની ચમકી રહી હશે. <u>**અથવા**</u>

(૩) બે પક્ષીઓની બે (૨) કતાર (લાઈનો) હશે અને તે પોતાના પઢવાવાળાઓ તરફથી (અલ્લાહ સામે બખ્શીસ) માટે લડશે. (મુસ્લિમ)

**(૪) સુરઃ હુદ, સુરઃ વાકિઅહ સુરઃ મુરસિલાત, સુરઃ નબા અને સુરઃ તકવીર**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. કહે છે કે હઝરત અબુબક્ર સિદ્દીક રઝી.એ પુછ્યું, ''અય અલ્લાહના રસુલ સ.અ.વ. ! આપ તો ઘરડા થઈ ગયા.''

તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું.... ''મને સુરઃ હુદ, સુરઃ વાકિઅહ, સુરઃ મુરસિલાત, સુરઃ નબા અને સુરઃ તકવીરે ઘરડો બનાવી દીધો.'' (તિરમીઝી)

**(૫) સુરઃ કહફ**

➢ ''જેણે સુરઃ કહફ ની પ્રથમ દસ આયતને યાદ કરી લીધી તે ફિત્ન એ-દજ્જાલ થી મહફૂઝ રહેશે.'' (મુસ્લિમ, રાવી-હઝરત અબુદરદા રઝિ.)

➢ ''જેણે સુરઃ કહફની તિલાવત કરી તો તે તેના માટે કયામતનાં દિવસે નૂર હશે અને જેણે સુરઃ કહફની છેલ્લી દસ આયતો પઢી તો ફિત્ન-એ-દજ્જાલ તેને કોઈ નુકસાન હીં પહોંચાડી શકે.'' (તબરાની, રાવી-અબુસઈદ ખુદરી રઝિ.)

<u>નોંધ :</u> ઉપરોક્ત બંને રિવાયતો બિલકુલ સહિહ છે. આથી બંને પર અથવા ગમે તે એક પર અમલ કરી શકાય.

➢ ''જેણે જુમ્આના દિવસે સુરઃ કહફની તિલાવત કરી તેના માટે અલ્લાહતઆલા બે જુમ્આની દરમિયાન એક નુર રોશન કરી દે છે.''

(હાકિમ, રાવી-અબુ સઈદ ખુદરી રઝિ.)

**(૬) સુરઃ ફત્હ**

➢ એક સફરમાં આપ સ.અ.વ.એ હઝરત ઉમર ફારૂક રઝિ. ને સંબોધીને કહ્યું, ''આજે રાત્રે મારા પર એક સુરઃ નાઝિલ કરવામાં આવી, જે મને (દુનિયાની) તે દરેક વસ્તુથી વધારે મહેબુબ છે જેના પર સુરજ તુલૂઅ થાય (ઊગે) છે.'' પછી આપ સ.અ.વ.એ પઢ્યું....

''ઈન્ના ફતહ્ના લ-ક ફત્હમ્ મુબીના....''

(બુખારી, રાવી-હઝરત ઝૈદ બિન અસ્લમ રઝિ.)

**(૭) સુરઃ સજદહ અને સુરઃ મુલ્ક**

➢ હઝરત જાબિર રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. ત્યાં સુધી (રાત્રે) સુતા ન હતા જ્યાં સુધી તેઓ ‘સુરઃ સજદહ’ અને ‘સુરઃ મુલ્ક’ની તિલાવત કરી ન લેતા... (તિરમીઝી)

➢ આપ સ.અ.વ. જુમ્આના દિવસે નમાઝે ફજર (ની પહેલી રકઅતમાં) ‘સુરઃ સજદહ’ અને (બીજી રકઅતમાં) ‘સુરઃ દહર’ (ઈનસાન)ની તિલાવત કરતા. અને જુમ્આની નમાઝમાં ‘સુરઃ જુમ્આ’ અને ‘સુરઃ મુનાફિકુન’નિ તિલાવત કરતા. (મુસ્લિમ, રાવી-હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ.)

➢ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રઝિ. કહે છે કે ‘સુરઃ મુલ્ક’ અઝાબે કબ્રથી બચાવે છે. (હાકિમ)

➢ હઝરત અબુ હુરૈરહ રઝિ. કહે છે કે આપ સ.અ.વ.એ ફરમાવ્યું.... “કુર્આન મજીદમાં ૩૦ આયતોની એક સુરઃ છે, જે (તેના પઢવાવાળા માટે) ત્યાં સુધી સિફારીશ કરશે. જ્યાં સુધી તેને બખ્શી દેવામાં નહિં આવે અને તે ‘સુરઃ મુલ્ક’ છે.” (અહમદ, તિરમીઝી, અબુદાવુદ, નિસાઈ, ઈબ્નેમાજા)

➢ “હઝરત અનસ રઝિ. ફરમાવે છે કે, એક ૩૦ આયતો વાળી સુરઃ છે જે તેના પઢવાવાળાઓની મગફિરત માટે કયામતના દિવસે અલ્લાહતઆલાથી ત્યાં સુધી ઝઘડો કરતી રહેશે જ્યાં સુધી તેને જન્નતમાં દાખલ કરી દેવામાં નહિં આવે.” (તબરાની)

➢ આપ સ.અ.વ.એ સુરઃ મુલ્ક વિશે ફરમાવ્યું....

આ (સુરઃ મુલ્ક) અઝાબોને રોકવા વાલી સુરઃ છે, આ નજાત (છૂટકારો) અપાવવવાવાળી સુરઃ છે, તે (તેની તિલાવત કરવાવાળાને) અઝાબે કબ્રથી નજાત અપાવશે. (તિરમીઝી)

**(૮) સુરઃ તકવીર, સુરઃ ઈન્ફિતાર અને સુરઃ ઈન્શિકાક**

હઝરત અબ્દુલ્લાહ બિન ઊમર રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું... “જે શખ્સ પોતાની આંખોથી કયામતનો નઝારો જોવાનું પસંદ કરતો હોય તેણે ‘સુરઃ તકવીર, સુરઃ ઈન્ફિતાર અને સુરઃ ઈન્શિકાક’
(પારહ ૩૦ માં) ની તિલાવત કરવી જોઈએ.” (તિરમીઝી)

નોંધ : ઉપરોક્ત હદીષનો ભાવાર્થ એવો છે કે 'સુરઃ તકવીર, સુરઃ ઈન્ફિતાર અને સુરઃ ઈન્શિકાક' સુરઃ માં કયામતની હાલત વિષે બયાન કરવામાં આવેલ છે.

**(૯) સુરઃ આ'લા અને સુરઃ ગાશિયા**

હઝરત નુઅ્માન બિન બશીર રઝિ. કહે છે કે, ''રસુલુલ્લાહ સ.અ.વ. નમાઝે ઈદૈન (ઈદની નમાઝો) અને નમાઝે જુમ્આમાં સુરઃ આ'લા અને સુરઃ ગાશિયા તિલાવત કરતા અને જ્યારે ઈદ અને જુમ્આ ભેગી (એક જ દિવસે) આવતી ત્યારે પણ બંને નમાઝોમાં આ બે સુરઃ જ તિલાવત કરતા.'' (મુસ્લિમ)

**(૧૦) સુરઃ ઝિલઝાલ અને સુરઃ કાફિરૂન**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું.... ''સુરઃ ઝિલઝાલ અડધા કુર્આન બરાબર છે, સુરઃ ઈખ્લાસ ત્રીજા ભાગના (૧/૩) કુર્આન બરાબર છે, અને સુરઃ કાફિરૂન કુર્આનના ચોથા ભાગ (૧/૪ અથવા ૨૫%) કુર્આન બરાબર છે.'' (તિરમીઝી)

➢ હઝરત ફરવહ બિન નૌફલ રઝિ.થી રિવાયત છે કે તેઓ નબી સ.અ.વ.ની ખિદમતમાં હાજર થયા અને પુછ્યું.... અય અલ્લાહના રસુલ સ.અ.વ. મને કોઈ એવી સુરઃ બતાવો જે હું રાત્રે સુતી વખતે પઢુ.

'આપ સ.અ.વ.એ ફરમાવ્યું... ''સુરઃ કાફિરૂન પઢો. આ સુરઃ શિર્કથી દૂર કરનારી છે.'' (તિરમીઝી)

➢ હઝરત આઈશા સિદીકા રઝિ. કહે છે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું ફજરની નમાઝ પહેલાની બે રકઅતમાં પઢવામાં આવનારી સુરઃમાં બહેતરીન (અફઝલ) 'સુરઃ ઈખ્લાસ' અને 'સુરઃ કાફિરૂન' છે. (ઈબ્ને ખુઝૈમા)

➢ હઝરત અલી રઝિ. કહે છે કે, નમાઝ દરમિયાન આપ સ.અ.વ.ને વીંછી એ ડંખ મારી દીધો. જ્યારે આપ સ.અ.વ. નમાઝથી ફારિગ થયા તો ફરમાવ્યું... અલ્લાહતઆલા લાનત કરે વીંછી પર કે તે ન તો નમાઝ પઢનારને છોડે છે કે ન જ નમાઝ ન પઢનારને.

પછી આપ સ.અ.વ.એ પાણી અને મીઠું મંગાવ્યું અને પછી મીઠાવાળા પાણીથી ઝખમની જગ્યાને ધોઈ અને સાથે સાથે 'સુરઃ કાફિરૂન' અને 'સુરઃ ફલક' અને 'સુરઃ નાસ' પઢીને દમ કર્યો. (તબરાની)

ઈબ્ને અબી શૈબાની એક રિવાયતમાં સુરઃ કાફિરૂન સિવાય સુરઃ ઈખ્લાસનો અને સુરઃ ફલક તથા સુરઃ નાસનો ઉલ્લેખ મળે છે આથી તેના પર પણ અમલ કરી શકાય. બીજું કે આપ સ.અ.વ. આ ત્રણેય સુરઃનો દમ ત્યાં સુધી કરતા રહ્યા જ્યાં સુધી તેમને આરામ ન પહોંચ્યો.

➢ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રઝિ.થી રિયાવત છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ તવાફની બે રકઅતો પૈકી એક રકઅતમાં સુરઃ કાફિરૂન અને બીજી રકઅતમાં સુરઃ ઈખ્લાસની તિલાવત કરી. (તિરમીઝી)

➢ હઝરત અબી બિન કઅબ રઝિ.થી રિવાયત છે કે નબી સ.અ.વ. વિતરની પહેલી રકઅતમાં સુરઃ આ'લા, બજી રકઅતમાં સુરઃ કાફિરૂન અને ત્રીજી રકઅતમાં સુરઃ ઈખ્લાસ તિલાવત કરતા. (નસાઈ)

➢ એક સહાબીએ આપ સ.અ.વ.ને દરખાસ્ત કરી કે મને કોઈ જામેઅ (શ્રેષ્ઠ - અફઝલ) સુરઃ પઢાવો.

તો આપ સ.અ.વ.એ તેને સુરઃ ઝિલઝાલ પુરે પુરી પઢાવી. તો તે શખ્સે કહ્યું, અલ્લાહની કસમ !

જેણે આપને હક (સત્ય) ની સાથે અમારી તરફ મોકલ્યા છે, હું હરગીઝ તેમાં ઝયાદતી (જબરદસ્તી અથવા વધારો) નહી કરું.

પછી જ્યારે તે શખ્સ જવા લાગ્યો તો આપ સ્સ.અ.વ.એ ફરમાવ્યું.... તે શખ્સે કામિયાબી મેળવી લીધી. પછી બીજી વાર પણ આવું જ કહ્યું.

(અબુદાવુદ, અહમદ)

**(૧૧) સુરઃ ઈખ્લાસ**

➢ હઝરત આઈશા સિદ્દીકા રઝિ.થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ એક વ્યક્તિની કયાદતમાં લશ્કર મોકલ્યું. તે વ્યક્તિ નમાઝ પઢાવતા ત્યારે પોતાની કિરાઅતને સુરઃ ઈખ્લાસ પર પુરી કરતા. (નમાઝમાં સુરઃ ફાતિહા પઢ્યા બાદ કોઈ સુરઃ ની તિલાવત કર્યા પછી છેલ્લે સુરઃ ઈખ્લાસ અચુક પઢતા)

જ્યારે લશ્કર પાછુ આવ્યું તો લોકો એ રસુલુલ્લાહ સ.અ.વ. સમક્ષ તેનો ઉલ્લેખ કર્યો તો આપ સ.અ.વ. એ ઈર્શાદ ફરમાવ્યું.... તેને પુછો તે આવું શા માટે

કરે છે ? લોકોએ તે શખ્સને પુછ્યું તો તેણે જવાબ આપ્યો આ સુરઃ (ઈખ્લાસ) રહ્માન (અલ્લાહ)ની સીફતો બયાન કરે છે, આથી હું તેને પઢવાનું પસંદ કરૂ છું.

(આ જવાબ સાંભળીને) આપ સ.અ.વ.એ ફરમાવ્યું... "તેને આગાહ કરી દો કે અલ્લાહતઆલા પણ તેના થી મુહબ્બત કરે છે." (મુસ્લિમ)

➢ હઝરત અબુ દરદા રઝિ. નબી સ.અ.વ.થી રિવાયત કરે છે કે આપ સ.અ.વ.એ ફરમાવ્યું....

શું તમારા માટે શક્ય નથી કે રોજ રાત્રે ત્રીજા ભાગનું કુર્આન પઢી લીધા કરો ?

સહાબા રઝિ.એ પૂછ્યું... ત્રીજા ભાગનું કુર્આન કઈ રીતે પઢી શકીએ ?

તો આપ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું... "સુરઃ ઈખ્લાસ ત્રીજા ભાગના કુર્આન બરાબર છે." (મુસ્લિમ)

➢ હઝરત અબુ હુરૈરહ રઝિ. કહે છે કે હું રસુલુલ્લાહ સ.અ.વ.ની સાથે હતો. આપ સ.અ.વ.એ એક વ્યક્તિને સુરઃ ઈખ્લાસ પઢતા સાંભળ્યો તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું.... "તેના માટે વાજિબ થઈ ગઈ" મેં પુછ્યું અય અલ્લાહના રસુલ સ.અ.વ. શું વાજિબ થઈ ગઈ ?

ફરમાવ્યું... "જન્નત" (તિરમીઝી)

➢ હઝરત અનસ બિન માલિક રઝિ. થી રિવાયત છે કે એક વ્યક્તિ મસ્જીદે કુબામાં લોકોની ઈમામત કરાવતા હતા. (નમાઝ પઢાવતા હતા) તે જ્યારે પણ નમાઝમાં (સુરઃ ફાતિહા) બાદ કોઈ સુરઃની તિલાવત કરતા તો તેની પહેલા સુરઃ ઈખ્લાસ પઢતા. પછી બીજી કોઈ સુરઃ તિલાવત કરતા દરેક રકઅતમાં તેઓ આવું જ કરતા.

જ્યારે લોકો નબી સ.અ.વ. સમક્ષ હાજર થયા તો તેમણે આપ સ.અ.વ.ને આ બાબતે આગાહ કર્યા.

આપ સ.અ.વ.એ તે શખ્સને પુછ્યું, તું આવું શા માટે કરે છે ?

તેણે જવાબ આપ્યો... અય અલ્લાહના રસુલ સ.અ.વ. હું આ સુરઃ થી મુહબ્બત કરું છું.

તો આપ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું... "તેની મુહબ્બત તને જન્નતમાં લઈ જશે..." (તિરમીઝી)

➢ હઝરત મઆઝ બિન અનસ રઝિ.થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું.... જેણે સુરઃ ઈખ્લાસ પુરે પુરી દસ (૧૦) વખત પઢી તેના માટે અલ્લાહતઆલા જન્નતમાં એક ઘર બનાવે છે. (અહમદ)

➢ એક શખ્સે કહ્યું, અય અલ્લાહના નબી સ.અ.વ. મારા દિલમાં સુરઃ ઈખ્લાસની ઘણી જ મુહબ્બત છે.

તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું.... "તેની મુહબ્બતે તને જન્નતી બનાવી દીધો." (બુખારી, તિરમીઝી)

**(૧૨) સુરઃ ફલક**

➢ હઝરત ઊકબા બિન આમિર રઝિ. કહે છે કે હું રસુલુલ્લાહ સ.અ.વ.ની ખિદમતમાં હાજર થયો તો આપ સ.અ.વ. (ઊંટણી પર) સવાર હતા.

મેં પોતાનો હાથ આપ સ.અ.વ.ના પગ મુબારક પર મુક્યો અને કહ્યું, મને 'સુરઃ હુદ' અને 'સુરઃ યુસુફ' પઢાવો.

આપ સ.અ.વ.એ ફરમાવ્યું... "અલ્લાહની નજીક 'સુરઃ ફલક'થી બહેતર કોઈ સુરઃ તમે નથી પઢી શકતા." (નસાઈ)

**(૧૩) સુરઃ ફલક અને સુરઃ નાસ**

➢ હઝરત ઊકબા બિન આમિર રઝિ. કહે છે કે એક સફરમાં અમે આપ સ.અ.વ.ની સાથે હતા, કે અચાનક અમને આંધી અને ભયાનક અંધકારે ઘેરી લીધા.

આપ સ.અ.વ. 'સુરઃ ફલક' અને 'સુરઃ નાસ' પઢવાનું શરૂ કરી દઈને અલ્લાહની પનાહ તલબ કરવા લાગ્યા. અને ફરમાવ્યું... "અય ઊકબા ! આ બંને સુરઃ (ની તિલાવત) દ્વારા અલ્લાહની પનાહ માંગો. (કારણ કે) કોઈ પનાહ માંગવા વાળા માટે આ બંને સુરઃ થી બહેતર કોઈ સુરઃ નથી." (અબુદાવુદ)

➢ સુનન નસાઈ માં પણ હઝરત ઈબ્ને આબિસ જહની રઝિ. થી ઉપરોક્ત હદીષનું સમર્થન કરતી બીજી એક હદીષ મળે છે.

➢ આપ સ.અ.વ. એ એક મૌકા પર હઝરત ઉકબા બિન આમિર રઝિ.ને ખાસ તાકીદ કરી કે... જ્યારે પણ સુઈ જાવ ત્યારે આ બંને સુરઃ પઢો અને જ્યારે પણ ઉઠો ત્યારે આ બંને સુરઃ પઢો.... (નસાઈ)

➢ હઝરત ઊકબા બિન આમિર રઝિ. કહે છે કે રસુલુલ્લાહ એ મને દરેક નમાઝ પછી સુરઃ ફલક અને સુરઃ નાસ પઢવાનો હુક્મ કર્યો....

(અહમદ, અબુદાવુદ, નસાઈ, બયહકી)

➢ હઝરત આઈશા રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. જ્યારે બિમાર પડતા તો 'સુરઃ ફલક' અને 'સુરઃ નાસ' પઢીને પોતાના પર દમ કરતા.

(મરઝુલ મૌતમાં) જ્યારે આપની બિમારીએ ભયાનક સ્વરૂપ ધારણ કરી લીધું તો હું 'સુરઃ ફલક' અને 'સુરઃ નાસ' પઢીને આપ સ.અ.વ. પર દમ કરતી અને બરકત માટે આપ સ.અ.વ. નો હથ તેમના શરીર પર ફેરવતી.

(બુખારી)

➢ હઝરત ઊકબા બિન આમિર રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... શું તમે એ વાત પર ધ્યાન કેન્દ્રિત કર્યું કે આજે રાત્રે મારા પર એવી આયતો નાઝીલ થઈ છે કે આના થી પહેલા ક્યારેય આવી આયતો નાઝીલ નથી થઈ.

તે આ છે કે.... ''કુલ અઊઝુ બિ રબ્બિલ ફલક' અને ''કુલ અઊઝુ બિ રબ્બિન્નાસ'' (મુસ્લિમ)

**(૧૪) સુરઃ ઈખ્લાસ, સુરઃ ફલક અને સુરઃ નાસ**

➢ એક લાંબી રિવાયતના આખરી ટુકડામાં છે કે મુહમ્મદુર્રસુલુલ્લાહ સ.અ.વ. એ હઝરત ઊકબા બિન આમીર રઝિ. ને કહ્યું,

અય ઊકબા ! શું હું તને એવી સુરઃ ન બતાવું કે જેના જેવી સુરઃ ન તો 'તૌરાત' (હઝરત મુસા અ.સ. પર નાઝીલ થયેલી કિતાબ' માં નાઝીલ થઈ કે ન 'ઈન્જીલ' (બાઈબલ-હઝરત ઈસા અ.સ. પર નાઝીલ થયેલ કિતાબ) માં, ન તો

'ઝબુર' (હઝરત દાવુદ અ.સ. પર નાઝીલ થયેલ કિતાબ) માં કે ન 'ફુરકાન' (કુર્આન) માં (અત્યાર સુધી).

સાંભળ ! તારા પર કોઈ એવી રાત્રિ પસાર ન થાય કે તુ આ સુરઃ ન પઢે (૧) સુરઃ ઈખ્લાસ (૨) સુરઃ ફલક (૩) સુરઃ નાસ.

(મતલબ કે તારી કોઈ પણ રાત આ ત્રણ સુરઃ ની તિલાવત વગર પસાર ન થાય, દરરોજ રાત્રે આ ત્રણ સુરઃ અચૂક - ભૂલ્યા વગર પઢી લે.) (અહમદ)

➢ હઝરત ખુબૈબ રઝિ. કહે છે કે એક મૌકા પર આપ સ.અ.વ. એ મને કહ્યું... સાંજે અને સવારે ત્રણ વખત સુરઃ ઈખ્લાસ, ત્રણ વખત સુરઃ ફલક, અને ત્રણ વખત સુરઃ નાસ પઢો, આ (સુરઃ) દરેક મુસીબતો અને તકલીફોથી બચાવ માટે કાફી હશે. (અબુદાવુદ)

➢ હઝરત આઈશા સિદ્દીકા રઝિ. થી રિવાયત છે કે નબી સ.અ.વ. રાત્રે જ્યારે સુવા માટે બિસ્તર પર તશરીફ લાવતા તો પોતાની બંને હથેળીઓને ભેગી કરતા, તેમાં ફુંક મારતા અને પછી સુરઃ ઈખ્લાસ, સુરઃ ફલક અને સુરઃ નાસ પઢતા, પછી પોતાના જિસ્મ મુબારક પર જ્યાં સુધી હાથ પહોંચે ત્યાં સુધી બંને હથેળીઓને ફેરવતા. પહેલા માથા પર, પછી ચહેરા પર અને પછી શરીર પર હાથ ફેરવતા. આવું આપ સ.અ.વ. ત્રણ વખત કરતા. (બુખારી)

➢ એક મૌકા પર હઝરત ઊકબા બિન આમિર રઝિ. ને આપ સ.અ.વ.એ ફરમાવ્યું...

"કોઈ પનાહ માંગવાવાળા માટે આ ત્રણ સુરઃ થી બહેતર કોઈ સુરઃ હજી સુધી મળી નથી કે જેના ઝરીએ અલ્લાહની પનાહ તલબ કરવામાં આવે."

(નસાઈ)

## કુર્આનની કેટલીક આયતોની ફઝીલત

હઝરત વહશી રઝિ. થી રિવાયત છે કે, તેમણે પુછ્યું.... અય અલ્લાહના રસુલ સ.અ.વ. અમે ખાવાનું ખાઈએ છે પરંતુ સંતોષ નથી થતો.

તો આપ સ.અ.વ.એ. ઈર્શાદ ફરમાવ્યું... શું તમે જુદા-જુદા બેસીને ખાવાનું ખાવ છો ? તેમણે કહ્યું, હા ! અય અલ્લાહના રસુલ સ.અ.વ.

તો આપ સ.અ.વ. એ ફરમાવ્યું.... ખાવાનું ભેગા થઈને ખાવ અને તેના પર અલ્લાહનું નામ લો. (ખાધા પહેલા 'બિસ્મિલ્લાહ' પઢો) અલ્લાહતઆલા ખાવામાં બરકત પૈદા કરી દેશે. (ઈબ્નેમાજા)

➢ હઝરત હુઝૈફા રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું.... જે ખાવામાં "બિસ્મિલ્લાહ" પઢવામાં ન આવે તેના પર શૈતાન કાબુ મેળવી લે છે. (અબુદાવુદ)

➢ હઝરત જાબિર રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... રાત્રે સુતા પહેલા "બિસ્મિલ્લાહ" પઢીને દરવાજો બંધ કરો કારણ કે "બિસ્મિલ્લાહ" પઢીને બંધ કરવામાં આવેલ દરવાજાને શૈતાન ખોલી નથી શકતો. (બુખારી)

➢ હઝરત જાબિર રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું...

"જ્યારે રાતનું અંધારૂ છવાઈ જાય (મગરીબનો સમય થઈ જાય) તો પોતાના બાળકોને ઘરોમાં રોકી રાખો કારણ કે તે સમયે શૈતાનો અને જિન્નાતો ફેલાઈ જાય છે. ઈશા ના કેટલાક સમય પછી બાળકોને મુક્ત કરી દો અને પોતાના ઘરના દરવાજા "બિસ્મિલ્લાહ" કહીને બંધ કરો, ચિરાગ (રોશની - વિજળી) "બિસ્મિલ્લાહ" કહીને બંધ કરો, પાણીના વાસણ "બિસ્મિલ્લાહ" પઢીને ઢાંકી દો અને બીજા વાસણો પણ "બિસ્મિલ્લાહ" પઢીને ઢાંકી દો અને વાસણ ઢાંકવા માટે કોઈ ઢાંકણ ન મળે તો કોઈ વસ્તુ આડી કરી દો. (બુખારી)

➢ હઝરત અનસ રઝિ. કહે છે કે, રસુલુલ્લાહ સ.અ.વ.એ. ફરમાવ્યું.... કોઈ વ્યક્તિ જ્યારે પોતાના ઘરમાંથી નીકળે અને દુઆ પઢે,

**બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

<u>અર્થ :</u> અલ્લાહના નામથી (નીકળું છું) અલ્લાહ પર ભરોસો કરું છું, ગુનાહો થી બચવાની તાકાત અને નેકી ને પ્રાપ્ત કરવાની તાકાત અલ્લાહની તૌફિક વગર કોઈનામાં નથી.

તો તે વખતે તેના હક મા એ વાત કહેવામાં આવે છે કે બધા કામોમાં તારી રહનુમાઈ કરવામાં આવી, તારી કિફાયત કરવામાં આવી અને (તમામ પ્રકારની બુરાઈ અને નુકસાનથી) બચાવી લેવામાં આવ્યો.

પછી શૈતાન તેનાથી અલગ થઈ જાય છે. અને બીજા શૈતાન તેને કહે છે કે તમે તે શખ્સ પર કઈ રીતે મુસલ્લત (હાવી) થઈ શકો છો જેની રહનુમાઈ

કરવામાં આવી, કિફાયત કરવામાં આવી અને જેની હિફાઝત કરવામાં આવી. (અબુદાવુદ)

➢ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રઝિ. એ રસુલુલ્લાહ સ.અ.વ.ને ફરમાવતા સાંભળ્યા કે જ્યારે કોઈ વ્યક્તિ પોતાના ઘરમાં દાખલ થતા પહેલા અને ખાવાનું ખાતા પહેલા અલ્લાહનું નામ લે છે (બિસ્મિલ્લાહ પઢે છે) તો શૈતાન (પોતાના સાથીઓને) કહે છે, અહીંયા ન તો તમારા માટે ઠેકાણું (રહેવાની જગ્યા) છે કે ન જ ખાવાનું.

અને જ્યારે કોઈ વ્યક્તિ અલ્લાહનું નામ લીધા વગર દાખલ થાય છે તો શૈતાન કહે છે તમને અહીં ઠેકાણું (રહેવાની જગ્યા) મળી ગઈ અને જ્યારે કોઈ વ્યક્તિ ખાધા પહેલા અલ્લાહનું નામ નથી લેતો તો શૈતાન કહે છે તમને ઠેકાણું પણ મળી ગયું અને ખાવાનું પણ મળી ગયું. (મુસ્લિમ)

➢ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું.... જ્યારે કોઈ વ્યક્તિ પોતાની પત્નીની નજીક આવવાનો ઈરાદો કરે (સંભોગ કરવાની ઈચ્છા કરે) તો આ કહે **“બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નીબ્નશ્શય્તા-ન વ જન્નિબિશ્શય્તા-ન મા રઝક્ત-ના.”**

<u>અર્થ :</u> અલ્લાહના નામથી, અય અલ્લાહ અમને શૈતાનથી દૂર રાખ અને તે ઔલાદથી પણ શૈતાનને દૂર રાખ જે તુ અમને અતા કરે.

આટલી દુઆ પઢવાથી અગર તે સંભોગ દરમિયાન તેમની કિસ્મતમાં ઔલાદ લખી હોય તો શૈતાન તેમને કઈ પણ નુકસાન નથી પહોંચાડી શકતો.

(બુખારી, મુસ્લિમ)

➢ એક સહાબી થી રિવાયત છે કે, એક વખતે હું નબી એ કરીમ સ.અ.વ. ની પાછળ સવારી પર બેઠો હતો. અચાનક ગધેડા એ ઠોકર ખાધી. મેં કહ્યું, ‘‘શૈતાન બરબાદ થાય’’

આપ સ.અ.વ. એ ફરમાવ્યું.... એવું ન કહો કે શૈતાન બરબાદ થાય આવું કહેવાથી શૈતાનની તાઝિમ થશે અને તે (ઘમંડમાં) અકડીને ઘર જેટલો થઈ જશે. (ખુશી થી ફુલાઈ જશે) અને તે સમઝશે કે મારી પાસે તેને પાડી દેવાની

તાકાત છે. પરંતુ (જો) તમે તેની જગ્યાએ ''બિસ્મિલ્લાહ'' પઢો તો તેનાથી શૈતાન હકીર (તુચ્છ) અને ઝલીલ (રુસ્વા) થઈ જશે. હત્તા કે માખીની બરાબર થઈ જશે.

(અબુદાવુદ)

➢ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રઝિ. કહે છે કે ગઝ્વ-એ-ઉહદ નાં દિવસે નબી સ.અ.વ. ૧૨ (બાર) અંસારી સહાબીઓની સાથે અલગ પડી ગયા. તેમાં તલ્હા બિન ઉબૈદ રઝિ. પણ શામિલ હતા. મુશરિકોએ તેમને ઘેરી લિધા, આપ સ.અ.વ. એ તેમની તરફ પલટાતા કહ્યું.... આ લોકોથી કોણ નિપટશે ?

હઝરત તલ્હા રઝિ. એ કહ્યું... ''હું''

આથી હઝરત તલ્હા રઝિ. એકલા હાથે અગિયાર વ્યક્તિઓ બરાબર લડ્યા. હત્તા કે આપ સ.અ.વ. ના હાથ પર (મુશરિકોમાંથી કોઈની તલવાર) નો એવો વાર થયો કે (બચાવમાં) હઝરત તલ્હા રઝિ. ના હાથની આંગળીઓ કપાઈ ગઈ. અને તેમનાં મોં માંથી ''સી'' એવો અવાજ નીકળી ગયો.

તો રસુલુલ્લાહ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું... અગર તમે ''બિસ્મિલ્લાહ'' કહે તા તો ફરિશ્તાઓ તને ઉઠાવી લેતા હત્તા કે લોકો પણ તને જોતા. (નસાઈ)

**(૨) ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન**

અને ખુશ ખબરી સંભળાવી દો એ સબ્ર કરવાવાળાઓને કે જ્યારે તેમના પર કોઈ મુસીબત આવી પડે છે તો તેઓ કહે છે...

''અમે અલ્લાહની જ મિલ્કિયત છે અને અમે તેની તરફ જ પાછા ફરનાર છે'' (તો) તેમના રબ તરફથી તેમના પર ઘણો મોટો ફઝલ અને ઘણી મોટી રહ્‌મત વરસશે, આજ લોકો હિદાયત વાળા છે. (સુરઃ બકરહ - ૧૫૫ થી ૧૫૭)

**(3) રબ્બના આતિના ફિદ્દ્‌ન્યા...**

**રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્-વ ફિલ્ આખિ-ર-તિ હ-સ-ન-તંવ્ વકિના અઝાબન્નાર.** (સુરઃ બક-રહ, આ.નં. ૨૦૧)

અર્થ : અય અલ્લાહ ! અમને દુનિયામાં ભલાઈ અતા ફરમાવ અને આખિતરમાં પણ ભલાઈ અતા કરજે અને આગના અઝાબ (જહન્નમ) થી અમને બચાવજે.

➢ હઝરત કતાદા રઝિ. એ હઝરત અનસ રઝિ.ને સવાલ કર્યો કે બતાવો નબી સ.અ.વ સૌથી વધારે દુઆ કઈ કરતા હતા ? કે બીજી કોઈ દુઆ તેનાથી વધારે કરતા ન હતા ?

ફરમાવ્યું... નબી સ.અ.વ. સૌથી વધારે દુઆ આ કરતા હતા... **રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્-વ ફિલ્ આખિ-ર-તિ હ-સ-ન-તંવ્ વકિના અઝાબન્નાર.**

રાવીનું બયાન છે કે હઝરત અનસ રઝિ. પણ આ સુન્નત પર અમલ કરવામાં ઘણા જ આગળ હતા. તેઓ જ્યારે પણ દુઆ કરતા તો આ જ દુઆ કરતા અને જ્યારે જરૂર પડતી બીજી કોઈ દુઆની તો તેની સાથે આ દુઆ જરૂર મેળવી લેતા. (સહિહ મુસ્લિમ)

➢ હઝરત અનસ રઝિ. ફરમાવે છે નબી સ.અ.વ. એક મુસલમાન વ્યક્તિની બિમારપુર્સી માટે ગયા. ત્યાં તેમણે જોયું કે તે વ્યક્તિ બિલકુલ કમઝોર થઈ ગયો હતો. શરીરમાંથી તમામ તાકત-સ્ફુર્તિ ખતમ થઈ ગઈ હતી. આ તો તેની અંદરની હાલત હતી. અને બહારથી જુઓ તો બિમારીને કારણે તે મરઘીના બચ્ચા જેવો (બિલકુલ વાંકો વળીને લોચો) વળી ગયો હતો.

રસૂલુલ્લાહ સ.અ.વ. એ તેને પુછ્યું, શું અલ્લાહતઆલાથી તુ કોઈ વસ્તુની દુઆ માંગતો હતો ? તેણે કહ્યું : હા, હું એ દુઆ માંગતો હતો કે, અય અલ્લાહ અગર મારા કોઈ ગુનાહની સજા અગર તું આખિરતમાં મને આપવા માંગે છે તો આખિરતમાં ન આપીશ બલ્કે મને દુનિયામાં જ તે સજા આપી દે.

આપ સ.અ.વ.એ ફરમાવ્યું.... સુબ્હાનલ્લાહ ! આ તમે કેવી દુઆ માંગી રહ્યા હતા ? (તમારાથી એવી દુઆ ન માંગી શકાય કારણ કે) અલ્લાહ અગર તમારા કોઈ નાનામાં નાના ગુનાહની સજા દુનિયામાં જ આપી દે તો તમે તે બરદાશ્ત (સહન) ન કરી શકો. આ દુઆ ગલત છે.

બલ્કે તમે આ દુઆ કેમ ન કરી કે... **અલ્લાહુમ્મ આતિના ફિદ્દુન્યા... વકિના અઝાબન્નાર.**

તેણે કહ્યું, આ દુઆની અહમિયત હું નથી જાણતો. રાવી કહે છે તે વ્યક્તિએ પોતાની બિમારીમાંથી નજાત (છુટકારો) મેળવવા માટે આ જ દુઆ પઢવાની શરૂ કરી. અલ્લાહે તેને શિફા અતા કરી. (સહિહ મુસ્લિમ)

➢ કેટલાક લોકો હઝરત અનસ રઝિ. પાસે આવ્યા તે વખતે ત્યાં તેમના શાગીર્દ (વિદ્યાર્થી) હઝરત ષાબિત તાબઈ રહ. મોજુદ હતા. આવનાર વ્યક્તિઓ એ સલામ કરી અને બેસી ગયા. તો લોકોએ હ. ષાબિત તાબઈ રહ.ને કહ્યું કે હઝરત અનસ રઝિયલ્લાહુ અન્હુ કહો કે અમારા માટે કંઈ દુઆ કરે.

હઝરત અનસ રઝિ. એ દુઆ કરી કે... **રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-ર-તિ હ-સ-ન-તંવ્ વકિના અઝાબન્નાર.**

આટલી દુઆ કર્યા બાદ તેઓ ચૂપ થઈ ગયા. ઘણાવાર સુધી પેલા લોકો અલગ-અલગ મસાઈલ પર ચર્ચા કરતા રહ્યા. જ્યારે તેઓ ત્યાંથી ઊઠીને જવા લાગ્યા તો ફરી તેમણે હઝરત ષાબિત તાબઈ રહ.ને ઈશારાથી બીજીવાર દુઆ કરવા કહ્યું : હઝરત ષાબિત રહ. એ ફરી હઝરત અનસ રઝિ.ને કહ્યું : અય અબુ હમઝહ ! (અય અનસ રઝિ.) આપના ભાઈઓ આપની પાસેથી રજા લઈ રહ્યા છે. જતાં-જતાં તેમની ઈચ્છા એ છે કે આપ એમના હકમાં અલ્લાહતઆલાથી દુઆએ ખૈર કરે.

હઝરત અનસ રઝિ. એ કહ્યું : અરે ભાઈ શું હું તમારી માટે એક એક વસ્તુની અલગ-અલગ દુઆ કરૂં ? જ્યારે અલ્લાહતઆલાએ તમને દુનિયામાં પણ ભલાઈ આપી દીધી અને આખિરતમાં પણ ભલાઈ અતા કરી દીધી અને અઝાબે જહન્નમથી તમને બચાવી લીધા તો હવે તમે શું ઈચ્છો છો ? (તફસીર ઈબ્ને કષીર)

સમજુતી : મતલબ કે આ નાનકડી દુઆ ઈન્સાનની દુનિયા અને આખિતરની તમામ જરૂરિયાતો માટે તેમજ તમામ તકલીફો, મુસીબતો અને બિમારીઓથી છૂટકારો મેળવવા માટે કાફી છે.

**(૪) "આયતુલ કુર્સી" ની ફઝીલત**

➢ સહિહ મુસ્લિમની એક હદિષમાં આપ સ.અ.વ. એ ઈર્શાદ ફરમાવ્યું...

કિતાબુલ્લાહ (કુર્આન મજીદ)માંથી તમારી પાસે ''આયતુલ કુર્સી'' સૌથી અફઝલ છે. (હદીષનો ટૂંક સાર) (રાવી-હઝ. અલી બિન કઅબ રઝિ.)

➢ હઝરત ઈબ્ને અસ્કઅ રઝિ.થી રિવાયત છે કે, એક મૌકા પર એક વ્યક્તિએ આપ સ.અ.વ.ને પુછ્યું, અય અલ્લાહના રસુલ સ.અ.વ. ! કુર્આન મજીદમાં સૌથી બહેતર અને સૌથી વધારે અઝમતવાળી આયત કઈ છે ?

આપ સ.અ.વ.એ ફરમાવ્યું... ‘‘આયતુલ કુર્સી’’... (અબુદાવુદ)

➢ ‘‘આયતુલ કુર્સી’’ વિશે બુખારીમાં એક લાંબી અને મશહુર રિવાયત હઝરત અબુ હુરૈરહ રઝિ.થી મળે છે જેમાં શૈતાન અને હઝરત અબુ હુરૈરહ રઝિ. વચ્ચેના મામલામાં શૈતાન તેમને ‘‘આયતુલ કુર્સી’’ વિશે જણાવે છે કે,

હું તમને એવા કલેમાત બતાવું છું જેના કારણે અલ્લાહ તમને ફાયદો પહોંચાડશે.

જ્યારે તુ (રાત્રે સુવા માટે) પોતાના બિસ્તર પર આવે તો ‘આયતુલ કુર્સી’ પઢી લે, એક ફરિશ્તો આખી રાત તારી હિફાઝત કરશે અને સવાર સુધી શૈતાન તારી પાસે નહીં આવે.’’

➢ હાકિમ માં એક લાંબી રિવાયત હઝરત અબી બિન કઅબ રઝિ.થી છે, જેમાં તેમની એક જીન્નાત સાથે ગુફતગુનો ઉલ્લેખ છે. જે આ પ્રમાણે છે, એક રાત્રે હઝરત અબિ બિન કઅબે જીન્નાતને પુછ્યું... અમને (ઈન્સાનોને) કઈ વસ્તુ તમારાથી મહફુઝ રાખી શકે છે ? (બચાવી શકે છે ?)

તો જીને કહ્યું... શું તમે ‘સુરઃ બક-રહ’ માંથી ‘આયતલુ કુર્સી’ પઢી શકો છો ?

હઝરત અબી રઝિ. એ કહ્યું, હા

જીને કહ્યું... જ્યારે તુ તેને સવારના સમયે પઢી લઈશ તો સાંજ સુધી અને જ્યારે સાંજે પઢી લઈશ તો સવાર સુધી અમારાથી મહફુઝ (બચીને) રહીશ....

➢ હઝરત અબી બિન કઅબ રઝિ. કહે છે કે સવાર થઈ તો હું આપ સ.અ.વ.ની પાસે ગયો અને આખો બનાવ બયાન કર્યો.

‘‘આપ સ.અ.વ. એ પુરો બનાવ સાંભળી લીધા પછી કહ્યું... તે ખબીસે સાચું કહ્યું...’’ (હાકિમ)

➢ હઝરત અબુ અમામા રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું...''

જેણે દરેક (ફર્ઝ) નમાઝ બાદ 'આયતુલ કુર્સી' પઢી, (તો) તેની અને જન્નતમાં દાખલ થવાની દરમિયાન મૌત સિવાય કોઈ વસ્તુ રૂકાવટ નથી... (નસાઈ)

(મતલબ કે મર્યા બાદ તે વ્યક્તિ સીધો જ જન્નતમાં દાખલ થઈ જશે.)

આપ સ.અ.વ.ને પુછવામાં આવ્યું, કુર્આન મજીદમાં (ફઝીલતની રીતે) સૌથી મોટી (શ્રેષ્ઠ) આયત કઈ છે ?

ફરમાવ્યું... **"અલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ..."**

(આયતુલ કુર્સી - સુરઃ બકરહ - આયત નં. ૨૫૫) (મુસ્લિમ, અબુદાવુદ)

**(૫) આમનર્રસુલ...** (સુરઃ બકરહની છેલ્લી બે આયતો) **ની ફઝીલત**

➢ હઝરત અબુ મસઊદ રઝિ. કહે છે નબી સ.અ.વ.એ ફરમાવ્યું...

જેણે રાતના સમયે (સુતા પહેલા) સુરઃ બકરહની છેલ્લી બે આયતો પઢી લીધી તો તે તેના માટે કાફી હશે. (બુખારી)

➢ એક લાંબી રિવાયતના આખરી ટુકડામાં છે કે હઝરત જીબ્રઈલ અ.સ.એ. આપ સ.અ.વ.ને કહ્યું...

આપ સ.અ.વ.થી પહેલા આ બે નુર કોઈ (નબી)ને અતા કરવામાં નથી આવ્યા... (૧) સુરઃ ફાતિહા અને (૨) આમનર્રસુલ..

જે વ્યક્તિ આ બે આયત પઢશે તેને તેની માંગવામાં આવેલી વસ્તુ આપવામાં આવશે... (મુસ્લિમ)

**(૬) ઈન્ન ફી ખલ્કિ સ્સમાવત... (સુરઃ આલિ-ઈમરાનની છેલ્લી દસ આયતો) ની ફઝીલત**

➢ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રઝિ. કહે છે કે...

એક રાત્રે આપ સ.અ.વ. ઉઠ્યા અને આંખો મસળવા લાગ્યા... પછી આપ સ.અ.વ. એ સુરઃ આલિ ઈમરાનની છેલ્લી ૧૦ આયતો (ઈન્ન ફી ખલ્કિ સ્સમાવાત...) તિલાવત કરી.

પછી પાણી લઈને સારી રીતે વઝુ કર્યું અને પછી નમાઝ (તહજ્જુદ) માટે ઊભા થયા... (બુખારી)

**(૭) <u>"લા-ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હા-ન-ક..."</u>**

હઝરત સઅદ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું... માછલીવાળા (એટલે કે હઝરત યુનુસ અ.સ.)ની દુઆ જે તેમણે માછલીના પેટમાં માંગી હતી...

**લા ઈલા-હ ઈલ્લાલ અન્ત સુબ્હા-ન-ક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન.** (કુર્આન - સુરઃ અમ્બિયા, આ.નં. ૮૭)

<u>અર્થ :</u> તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તુ પાક છે. હું ઝાલિમો માંથી છું.

તેના વાસ્તાથી જ્યારે પણ કોઈ મુસલમાન દુઆ કરે છે તો અલ્લાહ તેની દુઆને કબુલ કરે છે. (અહમદ, તિરમીઝી)

**(૮) <u>હુવલ અવ્વલુ વલ્ આખિરૂ...</u>**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. કહે છે, જ્યારે તુ પોતાના દિલમાં કોઈ ખટક મહેસુસ કરે, શૈતાની વસવસો મહસુસ કરે તો આ આયત તિલાવત કર...

**"હુવલ્ અવ્વલુ વલ્ આખિરૂ વઝ્ઝાહિરૂ વલ્ બાતિનુ વહુવ બિકુલ્લિ શય્ઈન્ અલીમ."**

<u>અર્થ :</u> તે (અલ્લાહ) જ અવ્વલ (સૌથી પહેલા) અને તેજ આખિર (સૌથી છેલ્લો) છે, તે જ ઝાહિર (ખુલ્લો) છે અને તે જ બાતિન (છુપો) પણ છે. અને તે જ દરેક વસ્તુનું ઈલ્મ (જાણકારી) ધરાવે છે.

(કુર્આન - સુરઃ હદીદ - આ.નં. ૩) (અબુદાવુદ)

## કટલાક કુર્આન કલમાઓની ફઝીલત

**(૧) <u>લા ઈલા-હ ઈલ્લલ્લાહ</u>**

➢ હઝરત ઉષ્માન રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... જે શખ્સ એ હાલ માં મરે કે તેનું ''લા ઈલા-હ ઈલ્લલ્લાહ'' પર ઈમાન હતું તો તે જન્નતમાં દાખલ થશે. (મુસ્લિમ)

➢ હઝરત અબુ હુરૈરહ રઝિ.થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... કયામતના દિવસે મારી સિફારિશ થી ફાયદો ઊઠાવનાર તે લોકો હશે જેમણે સાચા દિલથી અથવા (આપ સ.અ.વ. એ ફરમાવ્યું) દિલો-જાનથી ''લા ઈલા-હ ઈલ્લલ્લાહ'' નો ઈકરાર કર્યો... (બુખારી)

➢ હઝરત અબુ હુરૈરહ રઝિ. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું... જ્યારે બંદો સાચા દિલથી ''લા ઈલા-હ ઈલ્લલ્લાહ'' કહે છે તો તેના માટે આસમાનના દરવાજા ખોલી દેવામાં આવે છે તે ત્યાં સુધી કે તે અર્શ સુધી પહોંચી જાય છે. (પરંતુ) એ શરતે કે તે કબીરા (મોટા) ગુનાહોથી બચતો રહે... (તિરમીઝી)

➢ હઝરત જાબિર રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું.... બહેતરીન ઝીક્ર ''લા ઈલા-હ ઈલ્લલ્લાહ'' અને બહેતરીન શુક્ર ''અલ્હમ્દુલિલ્લાહ'' છે. (ઈબ્ને હિબ્બાન)

➢ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... મેઅરાજની રાત્રે હઝરત ઈબ્રાહિમ અ.સ.ની સાથે મારી મુલાકાત થઈ તો તેમણે કહ્યું...

અય મુહમ્મદ સ.અ.વ. ! મારી તરફથી પોતાની ઉમ્મત ને સલામ કહે જો અને તેમને બતાવજો કે જન્નતની જમીન ઘણી જ ''ઝર ખેઝ'' (ફળદ્રુપ) છે. અને તેનું પાણી ઘણું જ ફળોમિશ્રીત છે, તેની જગ્યા ખાલી છે. અને તેમાં ઝાડ લગાવવું એ **"સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, લા ઈલા-હ ઈલ્લલ્લાહ અને અલ્લાહુ-અકબર** કહેવું છે.'' (તિરમીઝી)

➢ હઝરત મઆઝ બિન જબલ રઝિ. કહે છે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... મરતી વખતે જેની ઝબાન પર છેલ્લા શબ્દો ''લા ઈલા-હ ઈલ્લલ્લાહ'' હશે, તે જન્નતમાં જશે. (અબુદાવુદ)

**(૨) "સુબ્હાનલ્લાહ" કહેવાની ફઝીલત**

➢ હઝરત સઅદ રઝિ. કહે છે કે, એક મૌકા પર આપ સ.અ.વ.એ ફરમાવ્યું... અગર કોઈ શખ્સ ૧૦૦ વખત ''સુબ્હાનલ્લાહ'' કહે છે તો તેના

નામ-એ-આ'માલ માં ૧૦૦૦ નેકીઓ લખવામાં આવે છે. અને તેના ૧૦૦૦ ગુનાહોને મિટાવી દેવામાં આવે છે. (મુસ્લિમ)

➢ હઝરત અબુ માલિક અશઅરી રઝિ.થી રિવાયત છે કે રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું... પાકી સફાઈ અડધું ઈમાન છે, એક વખત "અલ્હમ્દુલિલ્લાહ" કહેવું મીઝાન (ત્રાજવા) ને (નેકીઓથી) ભરી દે છે, "સુબ્હાનલ્લાહ" અને "અલ્હમ્દુલિલ્લાહ" કહેવું જમીન અને આસમાન દરમિયાનની તમામ જગ્યાને (નેકીઓથી) ભરી દે છે.... નમાઝ (દુનિયા - આખિરતમાં) ચહેરાનું નૂર છે, સદકો દલીલ અને સબ્ર રોશની છે, કુર્આન મજીદ (કયામતના દિવસે) તારી તરફેણમાં અથવા તારી વિરૂદ્ધમાં ગવાહી આપશે. દરેક આદમી સવારે ઊઠે છે ત્યારે તેની જાન 'ગીરવે' હોય છે. જેને તે (નેકી કરીને) આઝાદ કરાવી લે છે અથવા તો (ગુનાહ કરીને) બરબાદ કરી દે છે. (મુસ્લિમ)

**(૩) "અલ્હમ્દુલિલ્લાહ" કહેવાની ફઝીલત**

➢ હઝરત અબુ મુસા અશઅરી રઝિ. કહે છે કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું... જ્યારે કોઈ મોમિનનું બાળક મરી જાય છે તો અલ્લાહતઆલા ફરિશ્તાઓને પુછે છે, શું તમે મારા (નેક) બંદાના બાળકની રૂહ કબ્ઝ કરી લીધી ? ફરિશ્તાઓ કહે છે, "હા",

અલ્લાહતઆલા ફરી પુછે છે, શું તમે મારા બંદાના જિગરના ટુકડાને છીનવી લીધો ? ફરીશ્તાઓ કહે છે. "હા"

પછી અલ્લાહતઆલા પુછે છે, (ત્યાર બાદ) મારા બંદાએ શું કહ્યું ? ફરિશ્તાઓ જવાબ આપે છે, તેણે "અલ્હમ્દુલિલ્લાહ" કહ્યું અને "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન" પઢ્યો.

અલ્લાહતઆલા ફરમાવે છે, મારા (તે) બંદા માટે જન્નતમાં એક ઘર બનાવી દો અને તેનું નામ "બય્તુલ હમ્દ" રાખો. (અહમદ, તિરમીઝી)

**(૪) "ઝુલ્ જલા-લિ વલ ઈકરામ" કહેવાની ફઝીલત**

હઝરત અનસ રઝિ.થી રિવાયત છે કે નબી સ.અ.વ.એ ફરમાવ્યું... (દુઆ કરતી વખતે) "ઝુલ્ જલા-લિ વલ્ ઈકરામ" ના શબ્દો અચુક કહો.

(તિરમીઝી)

**(૫) <u>"હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ" કહેવાની ફઝીલત</u>**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ.થી રિવાયત છે કે, હઝરત ઈબ્રાહિમ અ.સ.ને જ્યારે આગમાં નાખવામાં આવ્યા તો તે વખતે તેમણે **"હસ્બુનલ્લાહુ વ નિઅમલ્ વકીલ"** કહ્યું....

અને હઝરત મુહમ્મદ સ.અ.વ. એ પણ તે વખતે **"હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ"** કહ્યું... જ્યારે (કેટલાક મુશરિક) લોકોએ ઈમાનવાળાઓ (સહાબાઓ) ને કહ્યું કે, બેશક લોકો (મક્કાવાળા) એ તમારી વિરૂદ્ધ (જંગ માટે) ઘણું મોટું લશ્કર તૈયાર કર્યું છે, તો તમે તેમનાથી ડરો.

આ સાંભળીને તેમનું (સહાબીઓનું) ઈમાન વધારે વધી ગયું અને તેમણે જવાબ આપ્યો.

**"હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ"**

(કુર્આન - સુરઃ આલિ ઈમરાન - આ.નં. ૧૭૩) (બુખારી)

**આ કિતાબ પઢવાવાળાને ગુજારીશ છે કે તેમાં કોઈ ભૂલ જણાય તો જરૂર અમોને જણાવશો જેથી અમો નવી એડીશનમાં તેને સુધારી શકીએ. આ કિતાબ તૈયાર કરવા માટે મદદરૂપ થનાર દરેકની કોશીશોને અલ્લાહતઆલા કબુલ કરે. તેઓ માટે આખેરતમાં નજાતનો ઝરીયો બનાવે. આમીન.**

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

# ફરિયાદે કુર્આન

તાકો મેં સજાયા જાતા હું, આંખો સે લગાયા જાતા હું
તાવીઝ બનાયા જાતા હું, ધો - ધો કે પીલાયા જાતા હું....

જુઝ્દાન હરીરો - રેશમ કે, ઔર ફુલ - સિતારે ચાંદી કે
ફિર ઈત્ર કી બારિશ હોતી હૈ, ખુશ્બુ મેં બસાયા જાતા હું....

જિસ તરહ સે તોતા-મેના કો, કુછ બોલ સિખાયે જાતે હૈ
ઈસ તરહ પઢાયા જાતા હું, ઈસ તરહ સિખાયા જાતા હું....

નેકી પે બદી કા ગલબા હૈ, સચ્ચાઈ સે બઢકર ધોખા હૈ
એક બાર હસાયા જાતા હું, સો બાર રુલાયા જાતા હું....

કિસ બઝ્મ મેં મુઝ કો બાર નહીં, કિસ ઊર્સ મેં મેરી ધુમ નહીં
ફિર ભી મેં અકેલા રહેતા હું, મુઝ સા ભી કોઈ મઝલુમ નહીં....

મુઝ સે યે મુહબ્બત કે દા’વે, ઔર કાનુન પે રાઝી ગૈરોં કે
યું ભી મુઝે રુસ્વા કરતે હૈ, યું ભી મેં સતાયા જાતા હું....

તાકો મેં સજાયા જાતા હું, આંખો સે લગાયા જાતા હું
તાવીઝ બનાયા જાતા હું, ધો - ધો કે પીલાયા જાતા હું....